જીવનને ઉત્સવ બનાવવા માટે ભગવદ્ ગીતા જાઓ અને
મૃત્યુને મહોત્સવ બનાવવા મહાવીરની પાસે જાઓ.




બોધિવૃક્ષ | અમદાવાદ
ગુરુવાર, ૬ સપ્ટેમ્બર, ૨૦૧૮

# જ્યોતિષશાસ્ત્ર અનુસાર જાણો કયા જાતકો ડાબોડી હોય છે અને ગ્રહોના સંબંધોને કારણે તેઓની શું ખૂબીઓ જોવા મળતી હોય છે?



જ્યોતિષ અને જીવન
સ્નેહલ ભટ્ટ

સમગ્ર વિશ્વમાં રહેલી કાર્યરત પ્રજા પાસે બીજાઓ માટે સમય નથી, પણ જુદાં-જુદાં બહાને તહેવારો ઉજવવાનો સમય ખરો. જેમ કે ‘વેલેન્ટાઈન ડે’, ‘ફાધર્સ ડે’, ‘મધર્સ ડે’, ‘થેન્ક્સ ગિવન ડે’, ‘ફ્રેન્ડશીપ ડે’ વગેરે. હજુ ભવિષ્યમાં ઘણાં ‘ડે’ ઉજવવાનાં બાકી છે જેવા કે ‘મધરઈનલો ડે’, ‘ફાધરઈનલો ડે’ વગેરે. જો આ વાત સૌને અને ખાસ કરીને વહુઓને ગળે ઉતરે તો?. દર વર્ષે તા.૧૩ ઓગસ્ટે “ઈન્ટરનેશનલ લેફ્ટ હેન્ડર્સ ડે’ તરીકે ઉજવાય છે. એટલે કે દુનિયામાં સૌથી લઘુમતી ધરાવતા માત્ર ૧૦% ડાબોડીઓ (ડાબેરીઓ નહી) ઉજવે છે. ઉજવે એટલે ખાસ કંઈ નહી, પણ ખુશ થાય છે. ડાબોડી લોકોને શું તકલીફો પડે છે? તેની જાણ દુનિયાને થાય તે માટે આ દિવસ ઉજવાય છે. તા.૧૩ ઓગસ્ટ, ૧૯૭૬થી આ દિવસ પ્રતિવર્ષ દુનિયાનાં અનેક દેશોમાં ઉજવાય છે. અમે પોતે ડાબોડી હોવાથી ડાબોડીઓને કેવી તકલીફો પડતી હશે?! તે અમે બરાબર સમજી શકીએ છીએ, પણ દુનિયામાં વસતા ૯૦% જમોડીઓને તેની જાણ હોતી નથી.

## ડાબોડી જાતકો ચપળ, તીવ્ર બુદ્ધિશાળી, સાહસિક, નીડર, ધાર્યું કરનાર હોય છે

“ડાબા હાથની એક પડી જશે ને”, “આ તો મારા ડાબા હાથનો ખેલ છે” આવા સંવાદો ફક્ત જમોડીઓ એટલે કે જમણા હાથથી કામ કરતાં લોકો બોલે છે. પણ જેઓ ડાબોડીઓ અર્થાત દરેક કામ ડાબા હાથે કરવા ટેવાયેલા છે. તેઓ એવું ક્યારેય કહેતા નથી કે “આ અમારો જમણાં હાથનો ખેલ છે”. શાસ્ત્રોમાં પણ માનવ શરીરનું ડાબુ અંગ અપશુકન સૂચવે છે, પણ દરેક બાબતે નહી. જો કે પ્રશ્ન એ છે કે આ ડાબોડીઓ આટલા બધા હોશિયાર કેમ હોય છે? બાળપણથી માતા-પિતા તરફથી તેમનું સંતાન ફરજિયાત જમણા હાથનો જ ઉપયોગ કરે તેવો દુરાગ્રહ રાખતા હોય છે, પણ સમય જતાં એ સંતાન પોતાની વિશિષ્ટ આવડતો અને કૌશલ્ય ડાબા હાથથી જ વિકસાવે છે, પરંતુ જમોડી લોકોના આ વિશ્વમાં તેમની સિસ્ટમ કે રિવાજ મુજબ ચાલવું પડે તે આ લોકો માટે તકલીફની વાત છે. જે આ મુજબની છે. ભોજન લેવું. શર્ટનું બટન એક હાથે મારવું, કેમેરાનું ક્લિક બટન દબાવવું, ફ્રીઝનો દરવાજો ખોલવો, કમ્પ્યૂટરનાં કી-બોર્ડમાં ન્યૂમેરિક કી-પેડનો ઉપયોગ કરવો. તિજોરીઓનું હેંડલ ફેરવવું, કાંડા ઘડિયાળ પહેરવી, વાહનનું સ્ટેન્ડ ચડાવવું, હાર્મોનિયમ કે તબલાં જેવાં વાંજિત્રો વગાડવા વગેરે વગેરે.શરીર વિજ્ઞાન અનુસાર માનવ શરીરનાં મસ્તકમાં મોટું અને નાનું એમ બે મગજ રહેલા છે. જેમાનું મોટું મગજ આખા શરીરનું નિયંત્રણ કરે છે. જ્યારે નાનું મગજ મેમરી અર્થાત યાદશક્તિનો સંગ્રહ કરે છે. આ મગજ મસ્તકની ડાબી બાજુએ આવેલું છે. કમ્પ્યૂટરની હાર્ડ ડિસ્ક કરતાં પણ વધુ ડેટાનો અહીં સંગ્રહ થાય છે. વળી, શરીરનું અગત્યનું બીજું અંગ “હૃદય”, પણ ડાબી બાજુએ આવ્યું છે. આ કારણથી ડાબોડીઓને મગજ અને હૃદય ડાબા હાથ વગુ હોય છે. તેઓ આ બન્ને મહત્ત્વનાં અંગોની વધુ પાસે હોવાથી ચપળ, તીવ્ર બુદ્ધિશાળી, કુનેહપૂર્વક કાર્યકરનાર, સાહસિક, નીડર, ધાર્યુ કરનાર હોય છે. આત્માનો અવાજ વધુ સારી રીતે સમજીને બુદ્ધિપૂર્વક કાર્ય કરી શકે છે. આ જાતકો અન્યોની સરખામણીમાં વિશિષ્ટ (Unique)હોય છે.

જ્યોતિષશાસ્ત્ર અનુસાર જાતકની કુંડળીનો ત્રીજો ભાવ ખભા તેમજ હાથનો સૂચક છે. કર્મ હાથથી જ થાય છે. વળી, ખભા આ સંસારમાં રહેલી સજીવ કે નિર્જીવ વસ્તુઓનો ભાર ખેંચે છે. ત્રીજો ભાવ જાતક પર પડતી જવાબદારીઓને નિભાવવાનો છે. ગ્રહોમાં બુધ બુદ્ધિ અને શરીરનાં પાછળનાં ભાગમાં રહેલી કરોડરજ્જુ અર્થાત મેરુદંડનો કારક છે તેમજ શનિ તેમાં રહેલી નર્વ અને કોષિકાઓનો કારક છે. આમ, બુધ, શનિ અને ત્રીજા ભાવનો સંબંધ થાય, અર્થાત્ ભાવથી ગ્રહોની દૃષ્ટિથી કે નક્ષત્રપતિઓનાં સંબંધ કે નવમાંશ કુંડળીમાં ત્રીજા ભાવ સાથે બુધ-શનિનાં સંબંધો થતાં હોય, બુધ, સૂર્યથી અસ્તનો થતો ન હોય, બુધ કે શનિ વક્રી હોય તો જાતક ડાબોડી હોઈ શકે છે. આ જ કારણે હાર્ટએટેક આવે ત્યારે ડાબો હાથ પકડાય છે. લકવો અર્થાત્ પેરાલીસિસમાં ડાબું અંગ ખોટું પડી જાય છે.




દુનિયાની નામી અને સફળ વિજ્ઞાનીઓ, એન્જિનિયર્સ, સ્પોર્ટસમેન, કમ્પ્યૂટર ક્ષેત્રે પ્રગતિ કરનાર, ક્રાંતિકારી નેતાઓ, વિખ્યાત ધનપતિઓ, કલાકારો ડાબોડી છે. સચિન તેંડુલકર બેટિંગ જમણા હાથે કરે છે, પણ ‘વડા પાઉં’ ડાબા હાથે ખાય છે. રવિ શાસ્ત્રી બેટિંગ જમણાં હાથે કરે છે, પણ બોલિંગ ડાબા હાથે જ કરે છે. આ ઉપરાંત, અમારી નોંધમાં આવ્યા મુજબ “શ્રી નરેન્દ્ર મોદી”, “રતન તાતા”, “લક્ષ્મી વિલાસ મિત્તલ”, “રાહુલ બજાજ” (ગાંધી નહી.), “અમિતાભ બચ્ચન”, “રાજ કુમાર”, “કરણ જોહર”, “હરિપ્રસાદ ચૌરસિયા”, “કપિલ શર્મા”, “સિકંદર”, “પોરસ”, “નેપોલિયન”, “જુલિયસ સિઝર”, “રાણી વિક્ટોરિયા”, “પ્રિન્સ ચાર્લ્સ”, “પ્રિન્સ વિલિયમ”, “ચાર્લી ચેપ્લિન”, “આલ્બર્ટ આઈન્સ્ટાઈન”, “લિયો ટોલ્સટોય”, “માઈકલ એન્જલો”, “આઈઝેક ન્યૂટન”, “માર્ક ટ્વેઈન”, “જહોન કેનેડી”, “બિલ ક્લિન્ટન”, “ જ્યોર્જ બુશ”, “બરાક ઓબામા”, “બિલ ગેટ્સ”, “હેન્રી ફોર્ડ”, “ટોમ ક્રૂઝ”, “એન્જોલિના જોલી”, “બ્રૂસ વિલીસ”, “ બેંજામિન ફ્રેન્કલીન”, “પાવલો પિકાસો”, “સિલ્વેસ્ટર સ્ટેલોન”, “જેમ્સ કેમરુન”, “હેલન કેલર”, “જુલિયા રોબર્ટસ”, “ડેમી મૂર”, “સીન કોનરી”, “નિકોલ કિડમેન”, સફળ રમતવીરો “અજિત વાડેકર”, “કે.શ્રીકાંત”, “બિશનસિંઘ બેદી”, “સૌરવ ગાંગુલી”, “ વિનોદ કાંબલી”, “યુવરાજસિંહ”, “માઈક ટાઈસન”, “માર્ટિના નવરાતિલોવા”, “રફેલ નાદાલ” વગેરે ધ્યાનમાં છે. આ બધા માટે સફળતા ડાબા હાથનો ખેલ કહેવાય.

આ વિષયે ઉદાહરણ કુંડળીઓ જોઈએ.

### કુંડળી નં-1

આ કુંડળી અમેરિકાનાં એક મધ્યમવર્ગ પરિવારમાંથી આવેલ સમાજ સેવક અને ધારાશાસ્ત્રીની છે. ૨૦૦૮માં તેઓ અમેરિકાનાં રાષ્ટ્રપ્રમુખ થયાં. જેમનું નામ “બરાક ઓબામા”. સર્વધર્મને માનનાર હનુમાનજીનાં પરમ ભક્ત, જેમણે માનવ ઉદ્ધાર માટે ઘણાં કામ કર્યા. શ્વેત-શ્યામ વચ્ચેની તિરાડો ટૂંકી કરવાનાં અથાગ પ્રયત્નો કર્યા. અત્યાર સુધીનાં અમેરિકાનાં પ્રમુખોમાં આ એક જ પ્રમુખ એવા હતાં કે જેમનું નામ કોઈ પણ કૌભાંડમાં આવ્યું નથી. પ્રજાનાં સૌથી પ્રિય આ નેતાને




આધ્યાત્મિકતા તરફ વધુ લગાવ હતો. સાથે સાહસિક, નીડર, વિશેષ બુદ્ધિમત્તા, પ્રમાણિકતા અને ધીરજનાં ગુણો ધરાવતાં હતાં. અમારા મતે આ બધાનું મુખ્ય કારણોમાંનું એક કે તેઓ ડાબોડી હતાં. આ જાતકની કુંડળીમાં લગ્નેશ શનિ લગ્નમાં સ્વગૃહી થઈ ત્રીજાભાવનાં સ્વામી ગુરુ સાથે બેઠો છે. આથી ત્રીજા ભાવ, લગ્નભાવ, લગ્નેશ સાથે સંબંધિત છે. વળી સપ્તમભાવથી બુધ આ ભાવ પર પૂર્ણ દૃષ્ટિ કરે છે. આથી બુધ-શનિનો સંબંધ ત્રીજાભાવ જોડે થતાં આ જાતક ડાબોડી છે. તેમનાં પ્રત્યેક કામ તેઓ ડાબા હાથે કરે છે અને તેમ તેઓ સફળ રહે છે.

### કુંડળી નં-2




ટી.વી. પર આવતાં “લાફ્ટર ચેલેન્જ” નામના શોથી પ્રસિદ્ધિ મેળવનાર કોમેડિયન, એક્ટર, પ્રોડ્યુસર “કપિલ શર્મા”ની આ કુંડળી છે. ખૂબ ઓછા સમયમાં સામાન્ય કોમેડિયનમાંથી પ્રખ્યાત હીરો બનનાર આ જાતક અત્યંત ગરીબીમાંથી ખૂબ સંઘર્ષ પછી પ્રતિષ્ઠા, પ્રસિદ્ધિ અને ધનની બાબતે ટોચે પહોંચ્યો છે. આ જાતક જન્મથી ડાબોડી છે. કુંડળીમાં ત્રીજાભાવનો સ્વામી શનિ અગિયારમાં ભાવમાં બુધનાં ઘરમાં વક્રી થઈ ગુરુ સાથે બેઠો છે વધુમાં બુધ શનિનાં ઘરમાં ભાગ્યેશ ચંદ્ર સાથે યુતિ સંબંધમાં રહેલો છે. બુધ-શનિનો પરિવર્તન યોગ થાય છે. આમ ત્રીજા ભાવથી શનિ-બુધનાં સંબંધને લીધે જાતક ડાબોડી છે. વળી, કાર્યનાં ઊંડાણ કહેતા બારીકાઈનાં કારક શનિ જોડે બીજો ભાવ એટલે વાણીનો કારક ગુરુ વક્રી થયો છે. આથી, જાતક સારો વક્તા અને સારો ગાયક પણ છે. હાસ્ય-વિનોદ બુધને આભારી છે. લગ્નેશ મંગળ ત્રિકોણ ભાવમાં ઉચ્ચનાં શુક્ર અને કર્મેશ સૂર્ય સાથે બેઠો છે. આથી, ટૂંક સમયમાં જાતકને પદ-પ્રતિષ્ઠા અને પૈસો પ્રાપ્ત થયો.

### કુંડળી નં-3




માઈક્રોસોફ્ટનાં પ્રણેતા “બિલ ગેટ્સ” કે જેમણે જગતને કમ્પ્યૂટર ભેગું કર્યું. જેનાથી દુનિયાનાં દેશોમાં આ ક્ષેત્રે ક્રાંતિ થઈ. એક નવો કમ્પ્યૂટર હાર્ડવેર-સોફ્ટવેર યુગ રચાયો અને તેમાં નવા નવા રીસર્ચમાં બીજા દેશોએ ઘણી પ્રગતિ કરી. આ ક્ષેત્રમાં ભારત સૌથી આગળ છે. વિદેશી કંપનીઓમાં મોટા ભાગનાં એન્જિનિયર્સ ભારતનાં છે. આવો સાહસિક, બુદ્ધિશાળી પદ, પ્રતિષ્ઠા અને વૈભવશાળી ધનાઢ્ય જાતક તેમજ દુનિયાનાં મોટા દાનવીરોમાંના એક એવા બિલ ગેટ્સ ડાબોડી છે. આ જાતકની કુંડળીમાં લગ્નેશ બુધ ચોથા સુખભાવમાં ઉચ્ચનો થઈ લાભેશ મંગળ સાથે બેઠો છે. ત્રીજાભાવનો સ્વામી સૂર્ય પંચમભાવમાં ઉચ્ચનાં શનિ સાથે નીચનો થઈ બેઠો છે. સ્વગૃહી શુક્ર પણ આમાં ભળે છે જેને શાસ્ત્રમાં નીચ ભંગ રાજયોગ કહેવાય. આથી સૂર્ય, શુક્ર અને શનિ પ્રબળ થયા. જાતકને સૂર્યએ પદ-પ્રતિષ્ઠા અપાવી, શનિએ ઝીણવટ અને ઊંડાણ આપ્યું. તેમજ શુક્રથી અઢળક ધન-વૈભવ મળ્યો. દાસત્વનો કારક શનિ ઉચ્ચનો થવાથી તેમની કંપનીમાં ટેકનિકલ ક્ષેત્રનાં લાખો ઉચ્ચ અભ્યાસુઓ નોકરી કરે છે.

નોંધઃ અહીં જણાવેલાં ઉદાહરણો આ વિષયે ગ્રહોનાં સમન્વયોને કારણે અને તેને અનુરૂપ કુંડળીઓ અમારા અભ્યાસને આધારિત છે. બીજા અન્ય ગ્રહ યોગોને કારણે પરિણામોમાં ફેરફાર થવાની શક્યતા રહેલી છે.

આ વિભાગમાં આપના પ્રશ્નો-પ્રતિભાવ આવકાર્ય છે. અખબારના કાર્યાલય કે અખબારના ઈમેલ એડ્રેસ પર તે મોકલી શકો છો. જન્મ તારીખ, જન્મ સમય અને જન્મ સ્થળ લખવું જરૂરી છે.